ओ३म

श्री ક્ષાત્રિત્વ ઉત્થાન લઘુ ગ્રંથ માળા

: મણકો બીજો :

# "મનુષ્યપણું".


લેખક : દુલ્લભજી ચી. પીઠાવાળા.



પ્રકાશક : શ્રી શુદ્ધ સનાતન સાહિત્ય પ્રચારક સંઘ.

ઠે૦ નવી ચીકલવાડી નવી ચાલ,

૧ નાં ૯ સલેટર રોડ, મુંબઇ નાં. ૭

કીમ્મત બે આના

અધીક અષાઢ વદ ૮ સવંત ૧૯૮૭

બુધવાર તા૦ ૮-૭-૩૧

# ઈશ્વર સ્તુતિ.



## ( ગઝલ )

જગનાથ દીલ દુલારા કૃપા અ માપ તારી
ગાઈ ન શકે કોઈ, કૃપા અ માપ તારી
સુર્ય ચંદ્રને તારા, જ્યોતિ તેમાં છે તારી
બ્રહ્માંડે પ્રકાશ તારો, કૃપા અ માપ તારી
ફુલ ફળો ને વૃક્ષો, સરજ્યાં જગત હિતે
કળા છે એ તો તારી, કૃપા અ માપ તારી
એકના અનેક થાયે, કણો ભુમિના તળામાં
જગનાં પોષક પિતા, કૃપા અ માપ તારી
જળ વૃષ્ટિને વાયુ, એ પણ ત્હારી દયાથી
આધાર જીવનનો સાચો, કૃપા અ માપ તારી
ધનનો ભંડાર તારો, ખાલી ન કોથી થાયે
દીધું જનને જગમાં, કૃપા અ માપ તારી
દુધ તો ભર્યું માતામાં, બાળ જન્મ પહેલાં
વસુલ ન થાય રૂણુએ, કૃપા અ માપ તારી
રૂષિ મુનીને જ્ઞાનિ, કૃપા વિસ્તારી થાક્યા
દુલ્લભ ન થાય પુરી, કૃપા અ માપ તારી

# યુવકોને યુધ્ધનું બ્યુગલ.

(મેરે મવલા બુલાલો એ.....રાહ)

ઉઠો ચાલો યુવાનો મેદાને પડો
શુરા ક્ષત્રિય જાયા હવે બહાર પડો.
દશા દેખી નીજ જ્ઞાતિની અંતર સદા જેનું બળે
સ્વજ્ઞાત કેરા કારણે, સંગ્રામમાં ઝુંઝી મરે
એવા જ્ઞાતિ ભક્ત હવે બહાર પડો...ઉ.

તન મન સમર્પે જ્ઞાતને, ના પ્રાણની પરવા કરે
સનમાન જ્ઞાતનું રાખવા, જે યુધ્ધમાં લડી મરે
એવા ક્ષત્રિ જાયા ના, છુપાઇ રહો...ઉ.

બ્યુગલ સુણી રણ યુધ્ધનું, ચાલો યુધ્ધે મેદાનમાં
મોત મુઠીમાં ધરીને, શીશ લીયો ને હાથમાં
એવા રાજપુત રણઘેલા બહાર પડો...ઉ,

સંતાન જે સિંહ તણા, ન ઘાસ ચારો તે ચરે
રણ વિર રણ સંગ્રામમાં, ન મોતથી પાછળ ફરે
એવા નર વિરો હવે બહાર પડો...ઉ.

પુર્વજ તમારા ભીમ દાદા એ હતા મહારથી
પૃથ્વિ ધરૂજી ઉઠતી અરજુનનાં ટંકારથી
એવા વિરોનાં સંતાનો તમે બહાર પડો...ઉ.

સિંહ તણા સંતાન શું શિયાળવા બની ગયાં !
અપમાન થાય નિજ જ્ઞાતનું, કાયર બની સહી રહ્યાં
એવી દીન દશા કેમ સાંખી રહ્યા...ઉ.

મરવાનું બહેતર ધારજો, એ જુલ્મને અપમાનથી
ગઉરવ તમારૂં રાખજો, સચવાય જો એ પ્રાણથી
હવે શૂર વિરો હાં શહીદ બનો....ઉ.

સનમાન ગુમાવી જ્ઞાતનું નિમાર્લ્ય થઇ બેસી રહ્યા
હરીભાઇ ક્ષત્રિય સંતાન આજે, બંધનો વેઠી રહ્યાં
હવે મુક્તિ માટે કુરબાન બનો....ઉ.

રચનાર :—હરીશંકર મેયાવત પુનાટ



# ભુમિકા

પરમ પિતા પરમાત્માની કૃપાથી મુક્તિ માર્ગ પછી આજે બીજો મણુકો મનુષ્યપણુ જ્ઞાતિ સેવાના કર કમળમાં મુકવા સામર્થવાન થયો છુ તે માટે તે કરૂણાસિંધુ પિતાનો ઉપકાર માનું છું.

મનુષ્ય અને મનુષ્યપણું, એ બે વસ્તુઓ એક બીજાથી પૃથક છે. મનુષ્યઓની પ્રાપ્ત થઇ તે મનુષ્ય, અને મનન શકિત કેળવીને તેને આચારમાં મુકવી તેનું પરીણામ તે મનુષ્યપણું.

મારા જેવા એક નહી જેવા પ્રાણીના નિર્જીવ શબ્દોથી મનુષ્ય પણું ઘડી શકાય તેમ નથી કારણકે એ કાર્ય તો હદય મથનનું છે જેનું હદય વિશુધ્ધ અને જીજ્ઞાસુ હોય તેજ હદયમાં ઠરી શકે છે.

'મનુષ્યપણું' માટે ત્રેવીસ લક્ષણે બતાવ્યાં છે એ મહા પુરૂષોની અમૃતમય દીવ્ય વાણીમાનો એ નીચોડ છે. મનુષ્ય પણાનાં અનેક લક્ષણો છે. અને તે લખતાં ગ્રંથ મ્હોટુ થઇ જાય તો તે મારા જેવા નિર્ધન પ્રચારકને પાળવી શકે નહી, છતાં પણ સંસ્કારી આત્મા માટે એ ત્રેવીસ લક્ષણો પણ ઘણા છે. માટે એ લક્ષણો વાંચી પેતાના જીવનમાં ઉતારી મનુષ્ય ભવ સફળ કરવા જોઇએ.

સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીનું 'ગુરૂકુળ' અને જગ વિખ્યાત મહાત્મા ગાંધીજીની 'વિધાપીઠ' અને કવીવર રવિદ્રનાથ ટાગોરનું 'શાંન્તિ' નિકેતન આજે એ મહા પુરૂષોના પુનીત કાર્યક્ષેત્રોમાં મનુષ્ય પણું ઘડાય રહયું છે.

હું સાહિત્યકાર નથી પરંતુ જીજ્ઞાસુ છું. ગુજરાતનું સાહિત્ય આજે ઘણું આગળ વધેલું છે જેને આજે હું સાહિત્ય મનાવું છું

તે તો ગુજરાતના ગામડાઓમાં વસનારી એક જડવાદનાં વાદળમાં ઘેરાયેલી એક ક્ષત્રિય જ્ઞાતિ માટે અનખેડ આરંભિક સાહિત્ય ક્ષેત્ર છે એ ક્ષેત્રને ખેડી પાલી પોષી ફળવાન બનાવવું એ સુજ્ઞ હિત ચિંતક જ્ઞાતિ સેવકોનું કાર્ય છે. માટે એવા સહાયકોની ખાસ જરૂર છે. ઉત્તેજન અને સહાયતા વિનાં કોઇ પણ સેવાનું કાર્ય થઇ શકતું નથી.

'ક્ષત્રિત્વ ઉત્થાન લઘુ ગ્રંથ માળા' તરફથી વર્ષમાં ચાર લઘુ ગ્રંથો બહાર પાડવાનું ધાર્યું છે, એનો આધાર ઉતેજન ઉપર છે આઠ આના અગાઉથી ભરી દેનારને ગ્રંથો પહોંચાડવામાં આવશે તેમજ છુટક નકલ બે આને વેચાતી મળશે યાતો તેટલી સ્ટાંપ પોસ્ટ કરવેથી પણ મોકલવામાં આવશે.

આવો કટોકટીનાં સમયમાં જે ભાઇઓ મારા સાહસમાં સહાયતા આપી છે, અને આપી રહેલા છે. તેઓનો હુ ઉપકાર માનું છું, તેમજ શ્રીયુત લલ્લુભાઇ કેશવજી ઠાકોર તરફથી મ્હને અણધારી સહાયતા મળતી રહી છે, તે ભાઇનો હું રૂણી છું. તેમજ જીવણભાઇ સી. પરમાર, લાલજીભાઇ, સી. પરમારનો ઉપકાર પણ મારાથી ભુલી શકાય નહી તેમજ ગોપાળ કૃષ્ણ પડધીઆ તેમજ કુવરસિંહ જયસિંહ રાઠોડ પણ સાહિત્ય પ્રચારને વેગ આપી રહયા છે, તે ભાઇઓનો પણ હું ઉપકાર માનું છું તેમજ ખુસાલભાઇ રતનજી નાગધરાનો આભાર પણ હું કેમ ભુલી શકું !

'યુવકોને યુધ્ધનું બ્યુગલ' નામની ગઝલ, ભાઈ હરીશંકર મેઘાવત જેવા ઉધરતા લેખકોને ઉતેજનાર્થે સ્થાન આપવામાં આવ્યું છે. તેનું અનુકરણ આપણા દરેક ઉત્સાહી યુવકો કરે એવી વીનંતી છે.

અંતીમ મારી પ્રાથના છે કે તન, મન, યા ધનથી યથા શકિત સહાયતા આપી સાહિત્ય પ્રચારના કાર્યને સંગીન બનાવવા પોતાનો ફાળો આપવા અપાવવા બહાર પડે કે જેના પરીણામે સમાજને જાગૃત કરી શકાય. તેના યોગે સમાજનુ સંગઠન કરી શકાય અને પ્રજાનો અવાજ જગતને પહોંચાડી શકાય.

લી૰ આપનો કૃપાપાત્ર

**દીવાનો મુસાફર–દુલભજી પી. પીઠાવાળા.**

શ્રી ક્ષત્રિત્વ ઉત્થાન લઘુગ્રંથમાળા કાર્યાલય
નવી ચીકલવાડી નવી ચાલ રૂમ નં. ૬
સલેટર રોડ મુંબઇ નાં. ૭ તા. ૮–૭–૩૧



ૐ

મનુષ્ય તેમજ પશુઓમાં ખાવું, પીવું, ભય મઇથુન, તેમજ બચ્ચા પેદા કરવા એતો બધું સરખુજ છે. પરંતુ સારૂ નરસુ સમજવાની બુદ્ધિ જનાવરોમાં નથી.

કોઇ રાજા મહારાજા કે કોઈ મ્હોટા અધીકારી ભલે હોય, તેની દરકર કર્યા વિનાં પશુઓ તેઓની દેખતાં ન કરવાનું કરી શકે છે, તેઓને માટે ન તો કોઇ કાયદા ધડી શકે ન તો તેને કોઇ શિક્ષા કરી શકે. કારણ કે તેઓનો પશુ સ્વભાવ છે.

વાઘ, સિંહ, આદી હિંસક પ્રાણીઓ બકરાં ઢોર તેમજ માણુસોને ફાડી ખાય છે. તેમજ સાંપ વીછું આદી જનાવરો માણુસોને તેમજ બીજા પ્રાણીઓને ડંસ દઇ પીડા કરે છે. તેમજ પ્રસંગે મારી

પણું નાંખે છે. છતાં તેઓને પાપ લાગતું નથી તેમજ તેઓને કોઇ સજા પણ કરી શકતું નથી કારણ કે તેઓ જ્ઞાન સુન્ય જનાવરો છે.

એક પાડો બીજા પાડાને દેખી બરાડા પાડે છે, એક સાંઢ બીજા સાંઢની સામે આવતાં તરાડ પાડે છે. એક કુતરો બીજા કુતરાને જોતાં પોતાના બાલ ઉભા કરી ઘુરકા ઘુરકી કરે છે. એક કટકા રોટલા માટે લડી મરે છે. ગીધ આદી પક્ષીઓ એક માસનાં ટુકડા માટે લડા લડી કરી નહી જેવા ખાધ માટે આપસમાં પોતાનીજ નાતીનું લોહી રેડે છે. કારણ કે એ તેઓનો નાતી સ્વભાવ છે.

કુતરા બીલાડાં તેમજ ઢોર વિગેરે પશુઓનાં બચ્ચાંઓને ગમે તેવાં પાણીમાં ફેંકી દેવામાં આવે તો પણ તેઓ પાણીમાંથી તરીને પોતાની મેળેજ બહાર નીકળી શકે છે, તેમજ તેઓ ચરી પણ શકે છે. પોતાને ખાવા જેવી ચીજો યોગ્ય છે, કે અયોગ્ય છે. તેની પરીક્ષા પશુઓ આંખથી નહી પણ નાકથી કરી શકે છે. નાકથી સુંધી જોયા પછીજ તેઓ કોઇ પણ ચીજને ઓળખી શકે છે.

પશુ યોનીની રચના જ પરમાત્માએ એવા પ્રકારની રચી છે.

જ્યારે મનુષ્ય યોનીમા તેથી જુદાજ પ્રકારનું જોવામાં આવે છે. માતાનાં ગર્ભમાંથી બાળકનો જન્મ થાય તેજ પળે બાળકના મુખમાં આંગળી ધરવી પડે છે, કારણ કે તેવું કરવાથી બાળક ધાવણ ધાવતું શીખે. પાણીમાં તરવાનું, ખાવાનું, ભણતર વિગેરે સંસારની તમામ વસ્તુઓનું જ્ઞાન શીખવું પડે છે. નહી તો માનવ પ્રાણી અજ્ઞાન રહી જાય છે. મનુષ્ય પ્રાણી જ્ઞાનનો અધિકારી છે માટે બની શકે તેટલું જ્ઞાન ગ્રહણ કરવુંજ જોઇએ તેમ નહી કરવાથી મનુષ્ય પ્રાણી પાપી ઠરે છે.

સરકારનાં કાયદા પ્રમાણે ચાલવાથી સરકાર કંઇ ઇનામ આપતી નથી પરંતુ કાયદા વિરૂધ્ધ ચાલનારને સજા થાય છે, "હું કાયદો નહી જાણતો હોવાથી એવું થઇ ગયું આ બચાવ કદાપી ટકી શકતો નથી" ઇશ્વરના દરબારમાં પણ એ બચાવ બચાવી શકતો નથી. માટે ઇશ્વરનાં કાયદા તેમજ સંસારની સરકારના કાયદા વિગેરે જાણવાનું જ્ઞાન શીખી લેવું જોઇએ.

પશુંઓ માટે તેમાંનું કશું પણ શીખવા પણું રહેતું નથી કારણ કે પશુ યોની તે ભોગ યોની છે. એટલે કે કરેલા કર્મનું ફળ ભોગ વવા માટે તેઓ પશુ યોનીને પામ્યા છે, નીતિ, અનીતિ, પાપ પુન્ય એ જાણવાની કે સમજવાની તેઓમાં જ્ઞાન શકિત નથી.

પ્રાણી માત્રને એકંદર રીતે ચોર્યાસી લક્ષ જન્મ ગણવામાં આવે છે. તે સર્વમાં મનુષ્ય પ્રાણી શરેષ્ઠ મનાય છે. કારણ કે સત બુધ્ધિ, વાચા અને વિચાર શકિત એ મનુષ્ય પ્રાણી માજ વિદ્યમાન હોય છે. મનુષ્યોમાં રહેલી મનન શકિ1 ઉપરથીજ મનુષ્યોને માનસ, મનુષ્ય-નામ આપવામાં આવ્યું છે !

માનવ પ્રાણી આ જગતમાં દુઃખને માટે નહી પરંતું સુખને માટે સરજાયા છે અને તેઓ પોતાના માની લીધેલા સુખની આશા એજ જીવે છે તે સુખની પાછળ પોતાનું આખ્ખુ જીવન ખર્ચી નાખે, છતાં પણ જગત ભરમાં આજે દુઃખ દુઃખ અને દુઃખજ જોવામાં આવે.

જગતના પિતા પરમાત્મા દયાના સાગર છે પ્રાણી માત્રના જીવન સુખના સંપુર્ણ સાધનો આ જગતમાં પોતાની શકિતથી નીયમીત તઇયાર અને તઇયારજ રાખે છે ! જેવાં કે સુર્ય, ચંદ્ર વાયુ જળ વૃષ્ટિ, ધન ધાન્ય ફુલ ફળ, આદી સર્વ વસ્તુઓ

પુરી પાડે છે, કારણ કે પ્રાણી માત્ર પર પરમાત્માની સમાન દ્રષ્ટિ છે તે દરેકને સુખીજ જોવા ઇચ્છે છે.

બીજી તરફ મનુષ્યોં પણ પોતાને કોઇ પણ જાતની પીડા ન થાય રોગ વીગેરેથી રક્ષણ થાય તે માટે ડોક્ટરો, દવાખાનાઓ તેમજ હોસ્પીટલો દીવસોના દીવસ વધારતા ગયા પરંતુ રોગ અને દર્દી તેથી ચાર ગણા વધતાં ગયા છે.

ચોર લુચ્ચા ગુંડાઓને ઓછા કરવા માટે પોલીસો કારટો તેમજ બેરીસ્ટર આદીને વધાર્યા છતાં પણ ચોર બદમાસોની સંખ્યા ઓછી થવા કરતાં બમણી વધતી ગઇ છે

શ્રાહોની શાન્તી માટે બ્રાહ્મણો ઘણાએ જપ જાપ કરે, ગલીએ ગલીએ અને ઘરે ઘર સત્ય નારાયણની કથાઓ કરે દેવ મંદીરો નવાં નવાં ઘણાએ બંધાયા સન્યાસી સાધુ બાવાઓની સંખ્યા લાખોની વધી, દોરા ધાગા તાવીજે વાળાઓ ઘણાએ પાકયા, એ બધાના પ્રમાણો આપણે જગ જાહેર જોઇ રહયા છે.

છતાં પણ આજે જગત ભરમાં લાચારી, બેકારી, ગરીબા, નિર્ધનતા, મુર્ખતા અભણતા અર્થાત દુઃખ અને અશાન્તી વધી છે એ બધાનું મુળ કારણ શું ?

એ બધાનું મુળ કારણ મનુષ્યોએ મનુષ્યત્વને ખંખેરી નાખ્યું, અર્થાત માનવ પણાને વેડરી નાખ્યું. મનુષ્ય પ્રાણીને પુન્ય સંચયના પરીણામેજ મનુષ્ય યોની પ્રાપ્ત થએલી છે એટલાજ માટે કહે છે કે મનુષ્ય અવાતર મોંઘો છે દુર્લભ છે મનુષ્ય ઇચ્છે તો મોક્ષનો અધીકારી બની શકે પ્રયત્ન કરે તો માણુસ દેવ બની શકે છે માટે પુન્ય યોગે મળેલા આ મનુષ્ય અવતારને એળે ન ગુમાવવો જોઇએ.

માણુસ તરીકે હું કોણ ? અને કયાંથી આવ્યો ? મ્હને મનુષ્ય અવતાર શા માટે પ્રાપ્ત થયો ? હું જે કંઇ કરી રહયો છું તે યોગ્ય છે કે અયોગ્ય ? આ જગતમાં માણસ તરીકે મારી શું ફરજો છે ? મારે માથે કેટલી જવાબદારીઓ છે ? આ મનુષ્ય અવતારનાં અંત પછી મારે કયાં જવું છે ? એ વિષે શાન્ત ચિતે વિચાર કરી લેવો તે મનુષ્યને ઉચીત છે.

મનુષ્ય જીવનનો મુખ્ય ઉદેશ કંઇને કંઇ હોવો જોઇએ, એને ગ્નાન પુર્વક તપાસી લેવું જોઇએ યાતો કોઇ વિધવાન કર્મચારી પાસેથી જાણી લઇ મનુષ્ય જીવનનાં ઉદેશને સફળ કરવો જોઇએ.

ભાઇયોમાં, આડોશી પાડોસીમાં કે પછી માણસ માણસોમાં એક ચાસ જેટલી જમીનને માટે કે પછી નહી જેવી બાબતોને લઇને, માંહો માંહે લડાયો જગાડવી એક બીજાનો ટાંટો પીસી લોહી રેડવું, તેઓમાં તેમજ ઉપર જણાવેલા જનાવરોમાં શો ફેર !

મનુષ્યોમાં બુધ્ધિ તેમજ સમજ શકિત છે તેનો ઉપયોગ કરવો જોઉએ. ભાઇ ભાઇઓ યાને મનુશ્ય મનુષ્ય એક બીજાના દુશ્મન કદાપી બનવું ન જોયે તથાપી એવો પ્રસંગ ઉપસ્થીત થયો તો શાન્ત ચિન્તે તેનો 'પંચ'કેસ કરી ન્યાય મેળવી લેવો ઉચિત છે. પરતુ એ આપસના ઝઘડાના વરઘોડાને ન્યાયની અદાલતે લઇ જવો નહી કારણ કે કોરટમાં તો ખુની તેમજ ચોર પણ પોતાનો બચાવ કરવા બેરીસ્ટર કે વકીલો રોકી શકે છે એથી પોતાના પઇસા પારકા ખીસામાં જાય છે. અને ન્યાય દેવી કોને વરે તે સમજવુ મુશ્કેલ છે. ત્યારે પંચ કેશથી પોતાની બુધ્ધી તેમજ આપસમાં બંધુ ભાવ કેળવાય છે.



# મનુષ્ય તરંગ.

મનુષ્ય પ્રાણી પોતાની કાલ્પનીક વિચાર શ્રષ્ઠિમાં તરંગોની પાંખે આકાશમાં ઉડે છે, અને પડે છે. કેટલાએક મહેલો ચણે છે. અને તોડી પણ પાડે છે કંઇને કંઇ તે એવા કાર્યમાં ગુંથાયેલો જોવામાં આવે છે કે તેને ઘડી ભરની ફુરસદ નથી.

પોતાના દેશનું કે પોતાની જ્ઞાતિનું ભાવિ ઘડવાની અર્થાત જન સુધારાના વિષયોની આપ લે કરવા જઇએ ત્યારે તેઓ કહે છે કે હાલમાં અમને ફુરસદ નથી, મ્હને આજે બીલકુલ 'ફુરસદ નથી.

દીલ્લીપતી સમ્રાટ પૃથ્વીરાજ ચોહાણને ચંદ બારોટે દુશ્મનો ચઢી આવ્યાના સમાચાર ઘણીએ વાર કહયા હતા પરંતુ પૃથ્વીરાજ ચોહાણે તેનો જવાબ ફુરસદ નથી, ફુરસદ નથી. એવું કહી જે ગંભીર ભુલ કરી હતી, તેનાં પરિણામે વર્ષો સુધી હિંદુઓનાં ગળાં વિધર્મીઓની તલવારથી રેહસાયાં, અને હિંદુ રાજય નો હિંદમાંથી અસ્ત થયો.

ફુરસદ નથી. ફુરસદ નથી, આ જવાબ આ દેશ માટે, આ સમાજ માટે, તેમજ આ મનુષ્ય અવતાર માટે અમંગળકારી તેમજ ઘાતક છે. એ જવાબને દેશવટો આપી દેવોજોઇએ નહી તો દફનાવી દેવો જોઇએ.

કંઈ કાળા ધોળા કરી પોતાનો સ્વાર્થ સાધવાને પ્રયત્નો કરવા માટે, અર્થ વિનાનાં ગામ ગપાટા મારવા, તેમજ લુચ્ચા, ઠગબાજ, નિર્લજ, ભીખારી એવા ગાંડા અને અક્કલહિણ માણસોની પાછળ પડી તેની નીચ, ગલીચ, ગાળો ખાવાની, તેમજ આંક ફરક નાં નંબરની યાદી કાઢવાની અને રેસનાં પંચાગમાંથી ઘોડાઓ,

વીન, પલેસ શોધવાની, જુંગાર રમવાની, લાઇટ સીટી જોવાની ફુરસદ સાથે પૈસા પણ મળી શકે છે. પરંતુ આત્મ ઉદ્ધાર, કે સમાજ સુધારા અથવા તો ઇશ્વર ઉપાસના માટે ફુરસદ મળતી નથી તેમજ તેને અંગે જોઇતી સહાયતા માટે પૈસા પણ મળતા નથી એનાથી મનુષ્ય જીવનની બીજી અધોગતી કઇ હોઇ શકે?

આત્મ ઉધ્ધાર જેવા કલ્યાણકારી કામ માટે મનુષ્ય પ્રાણી પોતાનો થોડો પણ વખત બચાવી શકતો નથી, પરતુ જે પળે જે ઘડીએ પરમાત્માનો વોરંટ આવીને ઉભો રહેશે તે ક્ષણે ગમે તેવાં કામોને તજી દઇ તે વોરંટ સાથે જવુંજ પડશે, તે વોરંટથી રાજા મહારાજા કે કોઇ ચક્રવર્તિ શસ્ત્ર બળે, કે સત્તા બળે, યા તો સઇન્ય બળે બચી શકયો નથી, તેમજ કોઇ બચી શકનાર પણ નથી.

તે ઘડીએ જન્મ ભર કરેલાં કર્મનો યાદ આવશે. મનુષ્ય અવતાર નકામો વેડફી માર્યો તે માટે હાય પોકારશે, અફસોસ કરશે, છતાં, તે વખતે કંઇ પણ ઉપાય મળી શકશે નહી. અને ફરીથી જન્મ મરણની ઉપાધીમાં અનેક દુઃખ ભોગવતાં ભટકવું પડશે.

માટે હે મનુષ્ય પ્રાણી આ–મળેલા માનવ અવતારને નીષ્ફળ ના ગુમાવ જે સમય છે તેનો સદઉપયોગ કરી મનુષ્ય અવતાર સફળ બનાવવા નીચે લખેલા મનુષ્ય પણાના લક્ષણો વાંચી મનન કરી રચનાત્મક રીતે પોતાના જીવનમાં અને ઉતારો ચઇતન્ય વાન બનો.



# મનુષ્યપણાનાં લક્ષણો.

૧ સ્નાન, સંધ્યા, યજ્ઞ, આદિ, નિત્ય કર્મ કરવા.

૨ વિચાર ઉચ્ચાર, આચાર, વહેવાર, શુધ્ધ અને પવિત્ર રાખવો.

૩ સંયમ, નિયમ, અને બ્રહ્મચર્યનું વ્રત લેવું.

૪ ઋષિરૂણ, દેવરૂણ, પિતૃ રૂણથી મુક્ત થવું, ઋષિઓનું જે જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેનો મન વચન અને કર્મથી પ્રચાર કરવો.

દેવરૂણ—અન્ન, ફુલ, ફળ, જળ, વાયુનો પ્રાણી માત્ર જીવે ત્યાં સુધી આહાર ઉપભોગ કરે છે, તેનુ મળ, મુત્ર લાળ આદિ ગંદકી કરી અશુદ્ધ અને અપવિત્ર કરે છે, માટે એ પ્રાણી માત્રને ઉપકારી દેવોને યજ્ઞ યાદી અનન્ય ભાવે સંતોષવા.

બીજાં અર્થમાં વિધવાનોને પણ દેવ કહયા છે. માટે જે વિધવાનોના ઉપદેશથી યાતો ચારીત્રથી જન સમાજનું આત્મ કલ્યાણ સંભવતું હોય, તેવા વિધવાનોને પણ સેવા આદીથી સંતોષવા.

૫ પિતૃરૂણ—માતા પિનાએ અનેક સંકટો વેઠી બાળકોને યોગ્ય વય સુધી લાલન પાલન કરી ઉછેરી કુળની વૃદ્ધી કરી તેજ પ્રમાણે સંતાનો ત્પતી કરવી.

પરંતુ બળ હીન અભણ, વિર્યહીન, માય કાગલાં, એવા સંતાનો નજ પેદા કરવા પરંતુ કુટુંબને દેશ હિતકારી એવા જ્ઞાની તેમજ બળવાન બાળકો પેદા કરવા.

૬. 'જીવવા માટે જ ખાવું'

દીવસ અને રાત ખા, ખા તો માત્ર પશુઓ જ ખાધા કરે છે. ધરાયાં હોય છતાં ખાયા કરે છે. કારણ કે તેઓ પશું છે.

માટે માણસોએ તો મનુષ્ય તરીકે નિયમ મુજબ માત્ર જીવ-વાને માટેજ ખાવું જોઇએ.

૭ વિદ્યાધન

પોતાને પ્રાપ્ત થયેલી વિદ્યા તેમજ જ્ઞાન યાને હુન્નર કળાને પોતાના મસ્તિષ્કમાંજ સડી જવા ન દેવી પરંતુ તે વિદ્યા જ્ઞાન પ્રાણી માત્રનાં કલ્યાણ મ ર્ગે ખરચવું કારણ કે તે ઇશ્વરનો ખજાનો છે.

૮ 'બાળકોને માટે'

મનુષ્ય પ્રાણીને પ્રાપ્ત થયેલું 'બળ' કમજોરો પર જુલ્મ કરવા કે તેમની ઉપર સત્તા બેસાડવા માટે નહી પરંતુ એક નારી જાતીનું તેમજ નિર્બળોનું રક્ષણ કરવા માટે છે.

પોતાને પ્રાપ્ત થયેલા બળના મદમાં ભાન ભુલેલા માનવીનું ભાન ઠેકાણે લાવી જન કલ્યાણ અર્થાત દેશ કલ્યાણમાંજ પોતાના બળનો ઉપયોગ કરવો, કારણ કે બળ એ પણ કુદરતનોજ ભંડાર છે,

૯ 'માતા પિતા તેમજ જ્ઞાનીઓની સેવા કરવી'

માતા પિતા તેમજ આચાર્ય, ગુરૂ, બ્રાહ્મણ તેમજ વયોવૃધ્ધ વડીલોનું માન જાળવી તેઓની પ્રીતી પુર્વક સેવા કરી તેઓનાં આર્શીવાદ ઉતારવા.

પરંતુ ભુલવું ન જોઇએ કે માતા પિતા સિવાયનાં બીજાઓ સર્વ કર્મચારી હોવા જોઇએ.

જડ ભરતના ધાર્મિક-માર્મિક વચનો સાંભળી રહુગણ રાજા પાલખીમાંથી નીચે ઉતરી પગે લાગ્યા હતા, કપીલ મુનીનો ઉપદેશ સાંભળી તેની માતા દેવહુતી પોતાનું માતાપણું વીસરી જઇ શિષ્યા બની હતી; શ્રી કૃશ્ણના ધાર્મિક માર્મિક વચન સાંભળી રણધીર

અરજુન ભાઇપણું બનેવીપણું વિસરી જઇ બોલ્યો હતો કે હું આપનો શિષ્ય છું. હું આપને શરણે આવ્યો છું. મ્હને ઉપદેશ આપો.

એવા જ્ઞાનીઓની એવા ગુરૂઓની યોગ્ય સેવા કરી તેઓનો સમાગમ કરવો તેઓની પ્રીતી મેળવવી પરંતુ કોઇપણ મનુષ્ય પ્રાણીનું અપમાન તો નજ કરવુ.

૧૦. 'સુપાત્રે દાન દેવું'.

પોતાની કમાઇનો દસમો ભાગ પરમાર્થી, ધાર્મિક યાને જન હિત કારી કાર્યમાં દાન કરવું કારણ જન સેવા તે ઇશ્વર સેવા છે, એજ સુપાત્ર દાન આપવાને યોગ્ય છે.

૧૧. 'સ્વ હક્ક'

કોઇ પણ ભોગે પોતાનો હક્ક જતો કરવો નહી તેમજ પારકાનાં હક્ક પર મન, વચન કે કર્મથી પણ તગપ મારવી નહી.

૧૨. 'કુળ મર્યાદા'

પોતાનાં કુળની મર્યાદામાં પોતે રહેવું અને પાડોશીને પણ તેવું શીખાડવું.

૧૩. 'સંકટોનું મૂળ કાઢવું'

સંસારમાં માની લીધેલાં વહેવારીક કાર્યોનાં અંગે જયારે જયારે સંકડા મણો કે, આફતો તેમજ સંકટો ઉતરે, તે સંકટોનું મુળ કારણ બુદ્ધિથી તેમ જ જ્ઞાનથી સંશોધન કરી તે કારણનાં મુળનો નાસ કરવો.

૧૪. 'જુલ્મ સહેવો તે પાપ છે"

જુલ્મ અને અત્યાચારો સહન કરનારાં હોય ત્યાંજ જુલ્મીઓ પાકે

છે. જુલ્મ, અત્યાચાર, અને અન્યાય શહન કરવો એ મનુષ્ય જીવન નો ઉદ્દેશ નથી, પણ પાપ છે. તેમજ કોઇપર તેવો અન્યાય કરવો તેમ પણ નથી. પરંતુ જ્ઞાનથી ન્યાયની મર્યાદામાં રહીને જીવન વિતાડવું.

૧૫. 'કરજદારી—એ મહા પાપ છે'

અભણતા, નિર્બળતા, ગરીબી, અને કરજદારી એ મનુષ્ય પ્રાણીને માથે મહા પાપ છે

એ મહા પાપનું પ્રાયશ્ચીત કરીને મનુષ્યોએ મુકત થવું જોઇએ

૧૬. 'ન્યાય મનુષ્યોને માટે છે'

કીનો લેવો કે વેર વાળવાની ધુરકા ધુરકી કરવી એમાં પશુપણું છે, ન્યાય એ પશુંઓ માટે નથી પરંતુ માનવીઓ માટે છે.

માટે એવા પ્રસંગોમાં યોગ્ય ન્યાય કરાવી લેવો અને બધું બાવથી પ્રેરવું.

૧૭. 'પારકી મીલકત પર—બીજાનો હક નથી.' પર ધન, પરનારી, પર ધાન્ય, યાને પારકી કોઇ પણ વસ્તુને પોતાની કરી લેવા માટેનો મનમાં વીચાર સરખોએ કરવો નહી, કારણ કે તે પારકી મીલકત છે, તેના પર આપણી સત્તા નથી હકક નથી તે આપણા માટે સરજાયેલ નથી.

ભગવાન શ્રી રામચંદ્રજી વનવાસ જાય છે ત્યારે પ્રજાગણ, મંત્રીવર્ગ, ઋષિગણ, પણ સમજાવીને ભરતને કહે છે કે હે ભરત આ અયોધ્યાની રાજ્ય લગામ હમે તમારા હાથમાં સોંપીએ છીએ તે સ્વીકારો

જવાબમાં ભરતજી કહે છે કે રાજ્યનો હકદાર તો શ્રી રામ ચંદ્રજી છે, એની ઉપર મારો કશોએ હકક નથી. હું તો માત્ર એક

સેવક છું કહી રામચંદ્રજી પાછા આવે ત્યાં સુધી અયોધ્યાની બહાર રહી માત્ર ચોકી કરે છે.

૧૮. 'દોરા નશીબનો નથી પણ માણસનો છે.
નશીબનો દોરા કદીને કોઇએ પણ બેસી રહેવું ન જોઇએ જાત મહેનત, ઉધ્યમ, યાને પુરૂષાંથ કરીને નશીબની મેખને ટાળવી.

જુગાર, સટટો, રેસ, એ બધું પારકુ ધન માની તેની ઇચ્છા ન કરવી, પ્રમાણીક પણાની કમાયથીજ પોતાની આ જીવીકા ચલાવવા માંજ સંતોશ માનવો.

૧૯ 'ભવિશ્ય ટીંપણમાં નથી પણ હાથમાં છે.'
મનુશ્યનું ભવિશ્ય ટીંપણામાં કે પંચાગોમાં નથી પરંતુ માણસોના હાથમાં છે કારણ કે જ્યોતિષો પણ હાથ જોયા પછીજ કહે છે કે અમુક થશે ને અમુક ન થશે.

કારણ કે હાથ મહેનતજ માણસોનું ભાવી ઘડી શકે છે. વધતર કરનાર પોતાનું ભવિશ્ય ઉજ્વળ કરી શકે છે.

૨૦ 'જ્યોતિષ તેજ સાડેસાતી છે'
જોશ જોનાર જોશી તે શની અને ટીંપણું તે નવ ગ્રાહનું ઘર છે. જે પુચ્છવાં જાય તેનેજ તે વળગી પડે છે.

માટે જ્યોતિષને પુચ્છવા ન જશે તે પનોતીથી યાને સાડેસાતીથી તેમજ ગ્રાહોથી બચી જશે,

ઇશ્વર પર વિશ્વાસ મુકી સ્વાશ્રી બનો તેમાંજ નવ ગ્રાહની શાન્તિ છે.

૨૧ 'તાવીજ—અને દોરા ધાગા.'

દોરા ધાગાથી કે તાવીજથી નોકરી ધંધો સાપડવાનો નથી. પરંતુ લાયકાત, પ્રમાણીકતા, અને મીઠી માયાળુ બોલી એવા સદ્‌ગુણો કેળવી ઇશ્વર ઇચ્છાને આધીન એજ નોકરી ધંધાની તાવીજ છે.

૨૨ 'ગાડરીઆ પ્રવાહમાં ન દોરાવુ,

મ્હોટી, મ્હોટી વાતો સાંભળીને લાલચો તેમજ આશાનાં આવેશમાં કોઇના કહયાથી ગાડરીયા પ્રવાહમાં ઘસડાય જવું ન જોઇએ.

દરેક કાર્યના આરંભમાં ઇશ્વરની આપેલી સદ્‌બુધ્ધિનો ઉપયોગ કરી તપાસી જોવું જોયે કે તે કાર્ય માણસ જાતને લાભ કર્તા છે કે હાની કર્તા છે ? એટલે કે મનુશ્ય પ્રાણીમાં સ્વતંત્ર બુધ્ધિ વિચાર હોવા જોઇએ પરંતુ તે તર્કની એરણ પર ઘડાયેલ હોવા જોઇએ.

૨૩ 'મોક્ષની ઇચ્છાયે જીવવું'

મનુશ્ય પ્રાણીને ઉચીત છે કે તે પોતાની સમાજીક આર્થીક નઇતિક, અને ધાર્મિક ઉન્નતિ માટે વેગવાન બની જાગ્રત રહે તેમજ ઇશ્વર પ્રાપ્તી યાને મુકિતની ઇચ્છા કરતા જીવ.

ઉપર જણાવેલા મનુષ્યપણાનાં ત્રેવીસ લક્ષણો જ્ઞાન દ્રષ્ટિએ જોતાં મનુષ્યપણા માટે યોગ્ય છે. કારણ કે મનુષ્ય એ મનન શીલ પ્રાણી છે, મનન કરનાર માનવો માટે તે પુરતાં છે. પરંતુ મનન નહિ કરનાર એવા દોશની દ્રષ્ટિએ જોનાર માનવ માટે તે સદા સર્વદા અપુર્ણજ રહેશે.

મહાત્મા તુલશીદાસજી પુર્વ આશ્રમમાં સ્ત્રી લંપટ કામી પુરૂષ હતા એક પ્રસંગે સ્ત્રીનો વિયોગ થયો, તે તેમનાંથી સહન થઇ શકયો નહી, મધ્ય રાત્રીએ ભયંકર જંગલના માર્ગે પોતાની ધર્મ પત્નિને માટે નીકળ્યા.

બારી વાટે લટકતા સાંપને દોરડું જાણી પકડીને ઘર પર ચઢયા બાયે પુછ્યું આવી બીહામણી રાત્રે આપ કયાંથી આવ્યા? ભયંકર સાંપને જોઇ ધર્મપત્નિ અકળાયા ધભરાયા ને કહયું.

મારા મળ મુત્રથી ભરેલા આ ગંદા શરીર ઉપરની આ દેખાતી સુંદર ચામડી પર આપ મોહાંધ બનીને જે પ્રેમ રાખો છો એ નિર્થક છે. મનુષ્ય ભવ બગાડનારો છે. માટે એ શરીર નો ઘડનાર પરમાત્મા પર એટલીજ પ્રીતી જોડી દીઓ કે તેનાથી આપનાં આત્માનું કલ્યાણ થશે.

આટલાં જ સુવચનો સાંભળતાં તુલસીદાસજીની મનન શકિત તુલસીદાસને માણસમાંથી દેવ બનાવે છે તેનું પ્રમાણ તુલસીદાસ રામાયણ છે.

હજારો માનવીઓનાં લોહી પીનાર વાલો; કોળી એક ભયંકર ખુની ચોર છતાં નારદજીનાં થોડા જ ઉપદેશથી વાલમીક મુની થયા! તેનું પ્રમાણ પણ વાલમીકી નારાયણ છે.

હજારો માણસોને લુટી લઇ ધાણીમાં પીલીને લોહીની નીખ ચલાવનાર પોતાના ભાઇ ભોજાયના માથા કાપી ઝાડે લટકાવનાર ખુની જેસલ સતી તોરલના સહેજ સમાગમથી ઇશ્વરનો સાચો ભકત થયો અને જગતમાં અમર થયો!

વાંચનાર ઉપરના દ્રષ્ટાતથી સમજી શકશે કે ઘડી બે ઘડીનાં સંત સમાગમથી મનુંશ્ય પણુ યાને દેવ પણું પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ તેવી મનન શકિતને સ્થાન હોવું જોઇએ.



## દાન દાતાઓ.

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | શ્રીયુત બલ્લુભાઇ માનજી કરાંચી | ૫—૦—૦ |
| ૨ | ,, લલ્લુભાઇ કેશવજી ઠાકોર | ૫—૦—૦ |
| ૩ | ,, ખુશાલભાઇ રતનજી નાગધરા | ૫—૦—૦ |
| ૪ | ,, મહાધુભાઇ નારાયણ અષ્ટગામ | ૫—૦—૦ |
| ૫ | ,, મીઠાભાઇ લાલજી સરાવ | ૫—૦—૦ |
| ૬ | ,, ભીખાભાઇ કાનજી ડુંગરી | ૫—૦—૦ |
| ૭ | ,, ભુલાભાઇ રણછોડ અગ્રામાકર | ૫—૦—૦ |

## યથા શક્તિ દાનદાતા.

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | બેચરભાઇ પ્રેમજી ઉગત | ૩—૦—૦ |
| ૨ | શ્રી કરકસર ફંડનાં સભાસદો તરફથી | ૨—૪—૦ |
| ૩ | સુખાભાઈ રાવજી ઓરગામ | ૨—૦—૦ |
| ૪ | સૌ૦ ભાણીબાઇ મનજીહરી વસરકર | ૧—૫—૩ |
| ૫ | સૌ૦ પ્રેમીબાઇ માધુનારાયણ અષ્ટગામ | ૧—૫—૦ |
| ૬ | કુવરજી ડાહયાભાઈ ધારાગરી | ૧—૪—૦ |
| | સૌ૦ રેવુબાઇ છત્રસિંહ લાલજી છાપેકર | ૧—૪—૦ |
| ૮ | ભગવાન વસન સરવડા | ૧—૪— |
| ૯ | સૌ૦ ભીખીબાઇ સુખા રવજી ઓરગામ | ૧—૦— |
| ૧૦ | નગીનદાસ પી. ચઉહાણ | ૧—૦— |
| ૧૧ | ગોપાળ કૃષ્ણ પડધીઆ | ૧—૧— |
| ૧૨ | કુવરસિંહ જયસિંહ રાઠોડ | ૧—૪— |
| ૧૩ | ડાહયાભાઇ ભીખા નવસારી | ૧—૧— |
| ૧૪ | વાલજી સુમીજી વીઆરા | ૧—૦— |
| ૧૫ | રણછોડ પ્રેમા નેતરજંગ | ૦—૮— |

## વીસ ગ્રાહક કરી આપનારા સહાયકો.

૧ શ્રીયુત હરીશંકર મેયાવત પુનાટ

૨ ,, જનતાહિત રક્ષક યુવક સંઘ

૩ ,, લલ્લુભાઇ કેશવજી ઠાકોર

